# ગપ ગોળો
## યાને ગાંડી ગુજરાત

દોહાર

ગપ ગોળો યાને રચી; આ ગાંડી ગુજરાત.
વાંચી ચીત્ત વિચારજો; ભગનીને સૌ ભ્રાત—૧

---

મનહરછંદ

૧

કોઇક અક્કલ હીણે ગપ એવું ગોઠવ્યું કે
ભાઇ બે'નને તેડીને જતો પોતીકા ઘરે
આરામ લેવાને તેહ સુતો વટ વૃક્ષ નીચે
એકા એક ગયો તેહ સીધાવી સ્વધામરે
ઉઠાડવા જતાં ઉઠયો નહિ જ્યારે ભાઈ ત્યારે
બે'ન તેની લાગી ખુબ કરવા વિલાપરે
પઢે "પરવત્ત" તેવે સાધુ એક આવી ચડયો
સુણીને વિલાપ કહે માઈ મત રડરે

૨

દેખ માઇ ભાઈ તેરા અભી ઉઠ જાયગા વો

૨

સોચ મત કર મેરા કે'ના એક મુંનીએ
દેખ વો દીખાતા શે,ર માઈ તુંમ જાકે વહાં
ખોપરેકી બાટી દુશરા રૂમાલ લાઇએ
સકરભી સાથ લેના પીછે વો બાગીમે ડાલ
ડાલકે રૂમાલ ઉપે ભાઇકું સુલાઇએ
ઉઠેગા જરૂર અબ હુવાહે બચન મેરા
" પરવત્ત " પીછે ખાંડ ખોપરા ખીલાઈએ

૩

કથી એમ સાધુ પળવારમાં અદ્દશ્ય થયો
દીઠું શે'ર કારમું બનેલું પાસું ભાળતાં
બે'ન ત્યાં સીધાવી લીધી કોપરાની વાટી ખાંડ
લઇને રૂમાલ પાછી વળી ન ખોટી થતાં
ખાંડ ભરી વાટીમાં રૂમાલ આચ્છાદીત કરી
પછી ઢંઢોળવા લાગી ભાઈ ભાઈ ભાખતાં
પઢે " પરવ-ત " તેવે ઝબકીને ઉઠયો ઝટ
વીતી વાત કહી બેને ખાંડ ખવરાવતાં

૪

સુણી વાત ભાઇ કહે બેંન એ ન સાધુ હોય
પણ ખરે ખાત આવી ચઢેલા એ શ્રી હરી
ધન્ય ધન્ય બે'ન મારી હેત તારૂં હદ પાર
પ્રાણ તેં બચાવ્યો મારો ભાગ સુખે ઉચરી
માગું શું સુખેથી વિરા હયાતી તારી જો હરી

તો એ મારે લાખ ગણું કહું કથની ખરી
પડે " પરવત્ત " પછી ભાઇ બે'ન આવ્યાં ઘેર
આગ્રકુર્શા આપી લાટી બે'નને ખુશી કરી

૫

અપાર આનંદ પામ્યાં ભાઈ બે'ન અન્યો અન્ય
શુભાશીષ આપી પછી બે'ન સાસરે સરી
શુંણી વાત એકે આવી તેણે બીજાને શુંણાવી
બીજાએ ત્રીજાંને ત્રીજે ચોથાને કાને ધરી
એવી રીતે એક મેક નર નારી કાને જતાં
વાયુ વેગે વાત ગઇ ગામે ગામ પસરી
" પરવત્ત " પછીથી રૂમાલ વાટી ખાંડ લઇ
ભાઇને ત્યાં આપવાને બે'ન પોતે સંચરી

૬

આવી આવી એક લાવી ગુલાબી અવન રૂડું
તેનું જોઈ બીજી પણ આપવાને ઉપરી
તેને મળી બંદુકની બાંધણી બે રૂપિઆની
તેનું જોઇ ત્રીજીએ પોબાર ગણ્યા તે ઘડી
એમ દેખા દેખી સહુ ઉપડી લેવાના લોભે
ભલે પછી ભાઇને રે'વા ન હોય ઝુંપડી
પડે " પરવ-ત " એવી રીતે ઘણું ઘાણુ ઘ.લ
એને કેવી બે'નડી કે માહી સાલા 'મેલડી'

૭

કાછીઆ કે હોઇ ભીલ ભંગીયાને માછી ગાળી
કોળી કણબીને રાણી જાયા રજપુત છે
ઢેડ તુરી ખાલપાજ ભાંડ ભવૈયાને ભાટ
વાઘરી બજાણીઆને ડાહી માના સુત છે
ઘાંચી મોચી પાટીદાર સુધરેલા વિપ્ર વળી
સોઇને સુતાર હા હરામી હેમ કુટ છે
પંઢ " પરવત " એમ આદરે વરણમાંય
ખરેખર આવીને નરાઇ બેહું ભુત છે

૮

આતો ભુત અદભુત જોતાં તો જણાય મને
ગામે ગામ અને સારા શે'રમાં દેખાય છે
વાટી ખાંડ રૂમાલ બે આનાનો આપીને માલ
આઠ ગણાં દામ ઓહીંયાંજ કરી જાય છે
એવી રીતે લાખો રૂપીઆનો ભોગ લીધો દીસે
તેમ છતાં હજી સુખ વિકસ્યું જણાય છે
પંઢ " પરવત્ત " પણ કોણ આંખ ખોલી જુએ
એને લઇ ગુજરાત ગાંડીજ ગણાય છે

૯

ખુટાડયા રૂમાલને ખુટાડયા કોપરાંના કુગા
ખુટાડી છે ખાંડ પણ વેપારીના હાટથી
વેપારીએ ઠીક તક મળેલી દેખાય જાણી
તેમણે તો લુંટવાજ માંડયું જે તે વાતથી

ખુણે ખોચરેથી ખોળી પુરાતની હાટ કાઢયો
ત્યારે ફાડી છીંટને ગવન વેચ્યાં ખાંતથી
પડે ' પરવત્ત " ફરી એકના બે હરખાયા
પણ શર માયા નહિ જરા જગ તાતથી

૧૦

કોઇએ વિચાર તેનો કાંઇ પણ કીધો નહિ
આ તો વાત ખરી છે કે ઠેક નીરાધાર છે !
ગાડર અવહ પેઠે દેખા દેખી વધ્યાં જાય
એને કેવાં ખોટું શુ મુરખ સરદાર છે !
રૂમાલને ખાંડ ભરી વાટી આપવાથી વધે
ભાઇનું આયુષ્ય કયા શાસ્ત્રનો આધાર છે !
પડે " પરવત્ત " શુંય એટલું ન સમજે કે
લિખી લેખ પર મેખ કોણ મારનાર છે !

૧૧

પાંડવને શીર પડયું દુખ પારાવાર ખરે
નળરાય પણ પીડા પામ્યો હદપાર છે
વેચાયો ચંડાળ ઘેર હરિશ્ચંદ્ર રાય પોતે
રામ રખડયાનો પણ રામાયણે સાર છે
સુખ દુખ એવી રીત લલાટે લખેલું જેહ
અન્ય જને ભોગવ્યાનો નિગમે આધાર છે
પડે " પરવત્ત " શુંય એટલું ન સમજે કે
લિખી લેખ પર મેખ કોણ મારનાર છે

૧૨

ખરે ખાત ગાંડી ગુજરાત આપણી કે'વાય
વિદ્વજન મુખ તેમાં જુઠ ન જરાય છે
એકે કર્યું કામ તેને બીજે ધર્યું હાથ પર
તેનું જોઇ ત્રીજો પણ તે પથે પળાય છે
પણ તેમાં સત્યતા રહેલી કેટલી જણાય
તેની તજવીજ કરી જરા ન જોવાય છે
પઢે " પરવત્ત " આતે કેવી અંધ શ્રદ્ધા દિસે
દેખીને જરૂર મારૂં દીલ તો દુખાય છે

૧૩

દુખાય છે દીલ મારૂં પણ ક્યાં કેવી કથાય
કે'વા જતાં લોક માંય નિંદા મારી થાય છે
ગામે ગામ અને મોટા શે'રમાંય ચાલે છે તો
તેના કરતાં તું ડાહ્યો જબરો જણાય છે
પણ ખરે અદેખાઇ આવી તારે ઉર વસી
તેથી તારા વદનથી આવડું બકાય છે
પઢે " પરવત્ત " આતે કેવી અંધ શ્રદ્ધા દિસે
દેખીને જરૂર મારૂં દીલ તો દુખાય છે

૧૪

જેથી આ પુસ્તક દ્વારે અંતરનો ઉભરો હું
કાઢીને કહું છું ભાઈ બે'નને વિસ્તારથી
ભલે છે વિશાળ વૃક્ષ પણ પડવાનું નક્કી

જાણી લેવું તેના મુળે ખાવો લાગે ત્યારથી
આવેકથી અધીક જાવક જયારે થવા માંડે
જાણી લેવું ત્યારે દુઃખી થશે લેણદારથી
પઠે " પરવત્ત " માટે હું તો વ્યાજબી લખીશ
નથી ડરતો હુ એવાં શ્વાન ભસનારથી

૧૫

રૂમાલનો હજી સુધી આવ્યો નથી અંત તેમાં
વળી ગપ ગોળો એક એવો સંભળાય છે
સવાશેર સેવ રાંધી કરી તાંસરીમાં ભરી
ભાઇ તણે ઘેર જવા બે'ન ચીત્ત ચા'ય છે
તેને બે'ન પાવડીને ધોતીયું પેરાવશેજ
આને ભુડું થવાનો શું ભાર ભજવાય છે
પઠે " પરવત્ત " ખરે અશુભ થવાનું હોય
ત્યારે તેની મતિ અતિ વિપરીત થાય છે

૧૬

શાણો અને સમજુ કદાપી કોઈ કહે એમ
ઠંડા પો'રે ઠીક ગપ ગોઠવ્યું જણાય છે
ત્યારે કહે અકકલનાં આંધળાં ઉચારી એમ
આપે ન તો વિરા તણું વદન વંકાય છે
એક નહિ પણ એવા અનેક વસેલા વે'મ
સુક ચોટ ભુત પ્રેત તણા દરશાય છે
પઠે " પરવત્ત " શું પોકારી કહું વારવાર

એમ વસ થવાથી એ પરમ પીડાય છે

૧૭

કરૂં શું વખાણ ભોળી ભટાક એ બાઇ તણાં
મુખ મારે એક જેથી પારનો પમાયના
લેખણ લઈને બેસું લખવાને કાગળમાં
લખું શું લેખણ વડે લખતાં લખાય ના
હું તો મારે ટુંકામાંય એટલુંજ ટાંકીશ કે
એની મુરખાઇથીજ સુખી પોતે થાય ના
પઢે " પરવત્ત " પણ ભોળપણું જો એ મુકે
તો તો એ પુંજાય લાગે વિલંબ જરાય ના

૧૮

જેમાં વનરાજ વનરાજના સમાન હતો
જેણે બાપની ગએલી ગાદી સંપડાવીતી
હતો સિદ્ધરાજ જયસિંહ સિંહના સમાન
જેણે જયાં ને ત્યાં પોતાની કીરતી ગજાવીતી
જેમાં મુળરાજ ભીમદેવ ને કરણ થયા
જેણે જાઈ જનેતાની કુખને દીપાવીતી
પઢે " પરવત્ત " તેજ ગુજરાતમાં ગાંડાઇ
કોણ જાણે આજ કયાંથી આવી ભરાઇ અતિ

૧૯

લંગોટ લગાવી લોટપર ચોટ મારનાર
ખોટ ગુજરાતમાં લંગોટાની કયાં ખોટ છે

નાળીએર નાડા છડી વળી ફોફળી ચુંદડી
ચાતુરીથી કાઢનાર પણ ચગી ચોટ છે
ટેલ નાખનાર પણ ટેલીયા છે તેટલાજ
ઉદ્યમ તજો તો જોગું કીધો ખોય કોટ છે
પડે "પરદત્ત" જ્યાં પોષાય આવા પાખંડી ત્યાં
ઉન્નતીની આશા રાખવી હવાઈ કોટ છે

૨૦

અરે ! જગતાત મારી વાત ખરે ખાત કહું
ગાંડી ગુજરાત તણા ઘટનાં ઉતાર જે
કે તે આવા ગપને ન સ્વપનામાં સાચું માને
રૂડી મતિ એવી ખરે દ્રઢ પણે ધાર જે
ઉદ્યમમાં એવી કે તપાની સમ તેજ થાય
ક્રુર વેમને હું કહું સગુણ સંહાર જે
પડે "પરવરા" જે કથાય ગાંડી ગુજરાત
તેને ગુણવંતી કરી દીન રાત હારજે

## ગીતી વૃત

આ ગુર્જર દેશીને; ભોળપ પણું ઘણું વાર મહીં હરજો
દુસ્તર વિષ વિઘ્નાથી; કૃપા કરી ભવ દેવ સદા ભરજો–૧

કેમ સાહેબ ? ગપગોળા ગગડાવી ગયા ? ગણદાવીને શું ગ્રહણ કીધું ? કંઇ સમજશો ? કે પછી અસ્તાજ આહાહાહાહા ! ! ! જો તેમજ હોય તો, વાંચો આ લેગા લેગી—

# " ગામડાનો ગુમાર "

વરઘો પટેલ—શેઠ મગનલાલ ? એમ તમે આ દિવાળી ઉપર મુંબઈ જવાના છે એ વાત હાચી કે ?

મગનલાલ—હા જવાનો વીચાર તો છે વરૂ કેમ પુછવું થયુ ? આવવાનો વીચાર છે કે શુ ?

વરઘો પટેલ—વચાર બચાર પછી ચીધુ ઘણા લોકો કે છે કે જેણે જનમ લઈને મુંબાઈની દિવારી ના જોઈ તેનો અવતારજ છુટી પડયો. એ વાત હાચી આહે ? કે પછી ગપોટા હાચું ના કો તો મારા ગોઠીઆના હમ.

મગનલાલ—અક્ષર વાત સાચી છે તો એમજ ટુંકામાં આજ કાલ મુંબાઈએ આ કળીયુગમાં ઈંદ્રપુરી સમાન છે ત્યાંના શેઠીઆઓના વૈભવનો તો સીમાડોજ નથી ત્યાંની. દેદીપ્યમાન દરેક ઇમારત તે આકાશ સાથે વાતો કરી રહી છે. આજે અહીંયાં આટલી બધી ગરમી પડે છે. ત્યારે ત્યાં સુર્ય કઈ દિશામાં ઉગ્યો છે. તેનું ત્યાંના શેઠીઆઓને તદન ભાનજ નથી. તેમાં વળી આ દિવાળી પર તો ત્યાં એટલી બધી રોશનાઈ કરવામાં આવે છે કે, જાણે પાર્વતિના પતિ ભગવાનનું ત્રીજું લોચન ન ઉઘડ્યું હોય તેવો પ્રકાશ નજર આવે છે, આપણા દેશના એક રાજાની સમૃદ્ધિ, તે ત્યાં નિવાસ કરતા એક શેઠીઆના

3૨૯૦ ૧૧

ઘરમાં હોય છે. મતલબ કે લક્ષ્મીનું તો ત્યાં લેખુંજ નથી રાત દિવસ વીજળીક ટ્રામ પણ ધમ ધોકાર ચાલ્યા જ કરે છે પટેલ ! મુંબાઈ તે એક મુંબાઇજ છે. જેની શોભાનું વર્ણન આ એક મુખથી થઇ શકે તેમ નથી. માટે જોવા જેવી તો ખરીજ તેની સાબીતીમાં આપણામાં એક કહેવત છે કે " જીવ્યા કરતાં જોયું ભલું " જેથી વિચાર થાય તો કહેજો આપણે ત્યાં સારી પીછાન છે. એટલે ખાવા પીવા તેમ ઉતરવાની કોઈ પણ પ્રકારે અડચાણ પડે એમ નથી સમજયાને ?

વરઘો પટેલ—ચીંધુ મમઇમેં માટી હાહતું એવું જોવાનું સે ? તાણે તો જરૂરથી મને જોવ તાણે તેડતા જજો. રખે વીહરી જતા. મારા મનને તો આ વાત હાંભરીને અતારથીજ જોવા હારૂ તલ પાપડ થાય છે. ચેમ તેડી જશોને ?

મગનલાલ—વારૂ જરૂરથી તેડી જઇશ નહિ ભુલું, પછી કાંઇ.

કર્તા—ધનતેરશને દિવસે લક્ષ્મી પુજન કરી કાળી ચૌદશને દિવસે, મગનલાલ શેઠ વરઘા પટેલને તેડી રાતની ટ્રેનમાં મુંબાઈ જવા સારૂ ઉપડી ગયા. પટેલ સાહેબે તો આ પહેલ વહેલાંજ આગ ગાડીના થતા ખટપટ ખટપટ ખટપટ ખટપટ, તેમ બોયલરના ભુંગળામાંથી નીકળતા

ફોક ફોક ફોક ફોક તથા સ્ટેશને સ્ટેશને વાગતી સીસો-ટીના તીણા અવાજથી કંટાળી જઇ, ઉભય કાનમાં આંગળીઓ ઘાલી દીધી. અને મગનલાલથી બકવા લાગ્યા કે ચીધુ આતે મારી હાહતું ચેમ હાંભર્યું જાય કાંન ફોડી નાંછયાં તો ને પેલા આજલા મારા બેટા કારા ભુત જેગ આથાની તો ચીરિાજ જબરી મગનલાલને આ સાંભળી ઘણુજ હસવું આવ્યું. સવારના સાત થતાં તો બાંમ્બેના પોકાર ગ્રાન્ટરોડના પ્લાટ ફોર્મ ઉપર થવા લાગ્યા ટ્રેન સ્તંભી એટલે મગનલાલ શેઠ વરઘા પટેલને લઇ ઉતરી પડયા. અને ટ્રામમાં બેસી પોતાના પરમ સ્નેહી નગીન-દાસ ઝવેરીને ત્યાં ગયા બેઉ મીત્રો મળ્યા ભેટયા પરસ પરસ ઘણા ખુશી થયા.

વખત થતાં જમવાને માટે પાટલા નંખાયા મગનલાલ તેમ વરઘો પટેલ પાટલા ઉપર બિરાજ્યા એટલે તુરતજ જર્મન સીલવરના ચક ચકાટ મારતા સુંદર ટાટ મુકવામાં આવ્યા. અને તેમાં તરેહ તરેહવારની ઉત્તમોત્તમ રસોઇ પીરસવામાં આવી પીરસવાનું કામ પુર્ણ થતાં તેઓએ જ-મવા માંડયું. વરઘો પટેલ તો પેટ ઉપર હાથ ફેરવતો જાય ને જમતો જાય કારણ કે ઘર આગાડી તો તે રોટલાને ડુંગરીના કાંદાજ કરડતો હતો. આવું અમૃત તુલ્ય ભોજન તો તેણે સ્વપનામાં પણ ચાખ્યું નહોતું. જેથી ગળા સુધી આવતાં

ખુબ જગ્યે જમી રહ્યા બાદ રાત્રીના ઉજાગરાને લીધે તેઓ સુઇ ગયા. સુર્યાસ્ત થતાં વાળુ કરીને તેઓ શહેરમાં ફરવા નીકળ્યા તો ત્યાં આજ દિવાળીના દિવસે રોશનાઇમાં તો પુછવુંજ શું ?

વરઘો પટેલ તો દેખીનેજ દંગ થઇ ગયા અને લવારી પર ચઢયા કે, મારી હાહુની આતે આગ લાગી કે હું ચીંધુ આ અજવારૂ જોઇને તો આપડાથી અંજઇ જવાય છે તેં મેં મારી હાહુની આ ગાડીઓના ખટપટાટે તો ચીંધુ મારો કાંનજ ફોડી નાંછાય. ને મારા કારજામેં તો કઉ કને શેઠ ધણક પણક થાય છે. ચાંણું જાણુંતો ઉતો જે આવી ગમઇ છે નીકર ચીંધુ પૈરાના નાછત તો ઢીઠા દેવને પોકી જાનર ચીંધુ ઉચ્યાં આંય આપવો મને તો મારે મુકામે મુચી આવોને, પછી તમારે જોવું ઓય તો જોવ

મગનલાલ-(સ્વગત) સુણ રાજાને રાભા કોઇ દિવસ જોયું હોય ત્યારે કને ? મેં વળી આ વેંગ કયાં વળગાડયું ? હશે. પટેલ ? ચાલો ત્યારે નથી જોવું ?

વરઘો પટેલ-ના શેઠના ચીંધુ આતે ચેમ જોયું જાય આંછે તો અંધારાં આવછ આપડે તો ઊંઝી જવાના

કર્તા—પછી મગનલાલ વરઘા પટેલને મુકામ પર મુકી આવ્યા ગયા. ત્યાં તેમને માટે શયનાગારમાં સારો મજેનો છત્ર પલંગ બીછાવી તૈયાર રાખવામાં આવ્યો હતો તેના પર સુવાનું જણાવી ચાકરે ત્યાંથી રૂકસદ લીધી

વરધા પડેલ તે પર સુતાતો ખરા પણ પોતે બીના કે રખેને મારી હાહનું ઉંઝમેં આંમ તેમ આરોટતાં ભુંઇ પર પટકી પડાય, તો પાંહરાં ભાંજે. એવા વિચારથી તેઓ જમીન ઉપર ગોદડું બીછાવી લેમ્પને ફુંકથી બુઝાવી, પોતીકા મનથી નિર્ભય થઇને સુતા પટેલે જયાં આગળ ઓશીંગું કીધું હતું. તેજ દિવાલ પર શેઠનું સોનાના કવાટલા વાળું રોસકોપ પેટન્ટ વોચ લટકાવેલું હતું. તેના કટકટ થતા અવાજથી આપણા પટેલ સાહેબે જાણ્યું કે, મારી હાહનું આ ચઇ' જીવડું કચ કચ કચ કર્યા કરે છે, ને ઉંઝવા દેતું નથી. જેથી ભીંત ઉપર આમ તમ હાથ ઠોકયો તો પણ કચ કચ થતા અવાજ બંધ થયો નહિ. કારણ કે તે કંઇ જીવડું નહોતું. કે બંધ થાય પટેલ તો આમ તેમ ખુબ હાથ અફાળી અફાળીને થાકયા અને અંતે નિંદ્રા નહિ આવવાથી ખીજવાઇને, જે જગ્યાએથી અવાજ આવતો હતો, તે જગ્યા પર જોરથી એવી તો મુકકી મારી કે; ઘડીઆળના તો રામજ રમી ગયા. કાચના કકડા નીચે પડયા ને કટકટ થતો અવાજ તુરતજ બંધ થયો. એટલે પટેલ પણ મોડી રાત જવાથી નિદ્રા ધીન થઇ કુંભ કરણની માફક નસકોરાં બોલાવવા લાગ્યા.

સવાર થતાં મગનલાલના મીત્ર બેસતું વર્ષ હોવાથી પોતીકા મીત્ર મંડળને બોલાવી બેઠક કરી આપણા પટેલ

સાહેબ પણ જાગૃત થયા જાજરૂ જઇ આવ્યા* દેખાદેખી હાથ પગ ધોયા દાતણ કરી મુખ પ્રક્ષાલન કીધું. એટલે તેઓ પણ બેઠકમાં આવીને બિરાજ્યા બેઠકમાં વિધ વિધ તરેહના વાર્તાલાપ તથા ટળાતાન ચાલી રહ્યા છે તેટલામાં ચાકરે આવી મસાલાદાર ચાના કપ રજુ કીધા ચા પીવાનું કામ ચાલે છે તેટલામાં ઝવેરીએ પટેલને પુછયું કે પટેલ ? કેમ કંઈ તમારી આંખો લાલ દેખાય છે વારૂ ?

પટેલ તો જાણે પુછવાનીજ રાહ જોતા હોયની ? તેમ બોલી ઉઠયા કે ચીંધુ તમે તો ખરા પટેલનો ઓપાય તો ઠીચ હોય ધોતો ચેમ? ભુંઇ પર પછાડવાનો મારા બેટા ખાટલાના પંયા તે ચેટલા બધા ઉંચા કે જાંણે આમ તેમ આરોટતાં પટલ ભુઇ પડે ચીંધું ઉં ચેવો પાચો જે ભુંઇ પર પથારી કરીને લાંબે હાથરે હુતો તેં મેં વરી મારી હાહનું એય જીવડું ગાડ ચક કરતું ચેડે લાગ્યું કે ઉંઝવાજ નાદે મેં આડા અવરા ઘણાએ હાથ થોચ્યા ચીંધું ચક ચક કરતું છાનુંજ તારે પછી ચીધુ મને કાર ચઢયોની ? તે તાચીને એવી તો મુચ્ચી મારી જે તાં ને તાં મારી હાહનાના રામજ રમાડી દીધા તાણે મારા ચાચાનું છેયું ચક ચક કરતું રયું. ને તાણે જરા આંછ ને ઉંઝગો પટેલનું આ બોલવું સાંભળી ઝવેરીના

મનમાં શક ગયો કે, રખેને પડેલે ઘડીઆળના કટ કટ થતા અવાજ પરથી જીવડું સમજી, તેને તો નથી નુકશાન કીધું ? ઉઠીને તપાસ કરી તો તેમજ હતું. ઘડીઆળનાં કવાટલાં બેસી ગયાં હતાં. ને કાચના કટકા નીચે પડ્યા હતા

ઝવેરીએ આવી હસતાં હસતાં કહ્યું કે પટેલ સાહેબ ? બહાદુરી તો બહુજ કરી દેખાય છેને શું ? અરે ? એતો જીવડું નહિ પરંતુ ઘડીઆળ હતું ભલા તો તમને તેના કાચ હાથમા વાગ્યા નહિ ?

આ સાંભળીને ઝવેરીના તીન ગંજળમાં પટેલના મુ-ર્ખાઇ ભરેલા કૃત્યથી હદપારની હસા હસ આવી અને તે એટલે સુધી કે, હસી હસીને નીચા નમી, પટેલની મુર્ખાઇ ભરેલી વાત જાણે પૃથ્વી માતાને નિવેદન કરતા ન હોય?

પટેલ પણ ઘડીઆળની વાત સાંભળી, તથા બેઠકમાં પોતાની હાંસી થઇ જાણી ઝંખવાણાજ પડી ગયા અને સર્વેને એ મનમાં અનુમાન કીધું કે મુખે આનંદના શુમાર તે ગુમાર અસ્તુ !

સુજ્ઞ વાંચક ! આ કલ્પીત કથા વાંચીને તારા મનમાં એટલું તો આવ્યુજ હશે, કે આવો ઉત્તમ મનુષ્યા દેહ પામી આવા છેકજ અનઘડ બે એકઠા રહ્યા તો પછી આ દુનીઆ પર આવ્યા ને ન આવ્યા જેથી તું આ ગપગોળો વાંચી ને વહેમના વમળમાં તણાજે માં ? હો ?

સમાપ્ત.

# " વાંચો ! નહિ વાંચોતો પસ્તાશો. "

અનંગવરી—આવો બહેન મોહીની ? કેમ કંઈ આજ ઘણા દિવસે કૃપા ?

મોહિની—બહેન ! અમારી તે કૃપા ! કૃપાતો તમારાં જેવાં ભાગ્યશાળીની હોય. પરંતુ તમારાં દર્શન તો દેવને પણ દુર્લભ કે ઘરમાંથી બહારજ ન નીકળવું. અને જ્યારે જોઈએ ત્યારે હાથમાં ચોપડી ચોપડીને ચોપડીજ

અનંગવરી—એમાં ભાગ્યશાળી શેનાં ! તમો ક્યાં ભાગ્યશાળી નથી. આપણ સ્ત્રીઓનું ભાગ્ય તો સ્વામીની હયાતીમાંજ સમાએલું છે. તો તે તમારે પણ છે.

મોહિની—છે તો ખરા પ [illegible] ણ

અનંગવરી—કેમ પણ કોઈની વાત પેટમાં રાખો શું મને કહેવા જેવી નથ

મોહિની—તમને કહેવા જેવી નહોય એમ તે બને ! તે માટેજ હું આવી છું. અને તેનો સત્ય ઉત્તર તમારે આપવોજ પડશે

અનંગવરી—બહેન ! જરા પણ સંકોચ રાખ્યા વગર ખુશીથી કહો તેનો ઉત્તર મારી બુદ્ધિ અનુસાર હું અવશ્ય આપીશ આપણે ક્યાં જુદાગીરી છે જે

મોહિની—જુદાઈગીરી નથી તો કહેવાનું માત્ર એટલુંજ કે, તમારા સ્વામી તમારા પર અત્યંત પ્રેમ રાખે છે તેમ તમારું બહુ જ કહ્યું માને છે. તો તમે અવશ્ય તમારા સ્વામીને કંઈ કરેલું હોવું જોઈએ માટે તમારાથી વિરુદ્ધ છે હું પુર્વ કહું ત્યારે તે પશ્ચિમ બતાવે. મતલબ કે અમારે આપણ આપણમાં બનતું નથી તો તે માટેજ પાણી પાએલું પીએ અને મારે વશ વર્તે એવું કંઈ બતાવો જુદું કહોતો માટે સોગન છે પછી આપણે પણ રામનું રાજ ભોગવીએ

**" વશીકરણ યાને મોહિની " આ ચોપડી સ્ત્રીઓને અતિ ઉપયોગી છે.**

મોહિની—શું કહો છો ! એ ચોપડીમાં એવી વશીકરણ વિદ્યા છે ! ત્યારે તમે ક્યાંથી મંગાવી !

